

## શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ



# સુધા-ચંદ્રિકા

### નાટકના ગાયનો તથા ટુંકસાર.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**કાન્તીલાલ કેશવલાલ.**

માલેક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુકામ:—જયોર્જ થીએટર—સુરત.



સુરત, ભાગાતળાવ રોડપર આવેલા શ્રી "રાંદેર"
પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.



કિંમત ૨ આના.

॥ ૐ શ્રી ॥

# સુધા–ચંદ્રિકા નાટકનો પૂર્વ વૃતાંત્ત.



રામપુરના મહારાજા રામસીંહને ઘેર કન્યા ચંદ્રીકાનો જન્મ થયો છે. જેની ખુશાલીમાં ભત્રીજા ગુમાનસીંહને સેનાધીપતીની પદવી આપવાનો ઠરાવ કરે છે પરંતુ રાણીના આગ્રહથી ગુમાનસીંહને સેનાપદ નહીં આપતાં પોતાના સાળા શુરસીંહને, તે પદ બક્ષે છે. આ મહાન અપમાનથી ગુમાનસીંહનો ક્રોધ, રાજા રાણીને ઠાર કરી પોતે ગાદી પચાવાની ધારણામાં મીજલસને બહાને સર્વને દરિયા કીનારેના મહેલમાં આમંત્રણ કરી તેડાવ્યા છે ત્યાંથી પ્રયોગની શરૂઆત થાય છે.



૭૫૨૮

શ્રી

# સુધા-ચંદ્રિકા

## નાટકનો ટુંકસાર.



## અંક પહેલો.

### મંગળાચરણ.



સુત્રધાર-નટી........................પ્રયોગ સુચન

પ્રવેશ ૧ લો—દરીયા કીનારેનો મીજલસ ભુવન—

ક્રોધાતુર ગુમાનસીંહ, ત્યાં ગુમાનનો હજુરી, રામસીંહ તથા રાણીના આવવાના સમાચાર આપે છે. ચંડાળોને ગુપ્ત રહેવાની ભલામણ, રામસીંહનું આગમન, ગુમાનસીંહની બનાવટી ખુશાલી, રામસીંહે માનેલો ઉપકાર, સર્વ સભાસદોના ગયા બાદ ગુમાનસીંહનું બદલાવું, રામસીંહનું આશ્ચર્ય! મીજબાની અર્થે બોલાવી વીશ્વાસઘાત કરનાર ભત્રીજા ગુમાનસીંહને ધીક્કાર, પરસ્પર લડાઇ, ને રામસીંહનું ખુન ત્યાં રાણીનું આવવું, તેનુ પણ ખુન કરી

રામસીંહની પુત્રી ચંદ્રીકાને પોતાને સ્વાધીન, અચાનક રામસીંહના સાળા શૂરસીંહનું આગમન, ગુમાનસીંહને હાથે શતીયો શૂરસીંહ કેદ.

## ટેબ્લો.

પ્રવેશ ૨ જો—કોમીક—મલુકચંદ પોતાના મકાનમાં ફેશનેબલ બની જવાના વીચારમાં, ત્યાં તેની સ્ત્રી ચંચળનું આવવું, આપણે બંને જણ સુધરી જઇએ તેવી વાત, ચંચળનો ઇનકાર, બાદ ચંચળનું પોતાના યાર હરખચંદને મળવા ચાલ્યા જવું, ત્યાં મલુકચંદની રાખેલી-હરખચંદની સ્ત્રી ગીરજાબાઇનું આવવું, બંનેની વાતચીત, ત્યાં અચાનક મલુકચંદની પુત્રી પ્રવેશે છે, પરાઇ સ્ત્રી સાથે પોતાના બાપને ગમ્મત કરતો જોઇ પ્રમીલા વીચારમાં, પ્રમીલાનું જવું, મલુકચંદ તથા ગીરજાબાઇની ગમ્મત.

પ્રવેશ ૩ જો—જંગલ—કેદી શૂરસીંહનો શીરચ્છેદ કરવા ગુમાનના સામંતો લાવે છે, ગુમાનસીંહ તેને પોતાના પક્ષમાં આવવા કહે છે, સતીયા પુરૂષો ચંડાળનો પક્ષ કદી નહીં ગ્રહે, ગુમાનસીંહનો ક્રોધ, તેને ઠાર કરવાનો હુકમ આપી ચાલ્યા જવું, બાદમાં શૂરસીંહ સામંતોને શીખામણના શબ્દોમાં ધીક્કાર આપે છે, સામંતો શૂરસીંહને મળી જાય છે, આનંદ સહ ગમ્મત, શૂરસીંહનો બચાવ.

પ્રવેશ ૪ થો—જંગલ—શૂરસીંહની સ્ત્રી વનદેવી જેને ગુમાનસીંહે ગર્ભવંતી દેશપાર કરી છે તે પોતાના પતી શૂરસીંહના વીચારમાં, ફળફુલ લેવા ગયેલા પુત્ર વનરાજનું આવવું, માતા પુત્ર વચ્ચે બાર વર્ષ પરની વાતનો ખુલાસો, વનરાજનો ક્રોધ, ને વેર લેવા ગુમાનસીંહના રાજ્ય તરફ પ્રયાણ, બાદ ગુમાનસીંહનું પોતાના મારતર મેરવાનજી સાથે ત્યાં આગમન, વનદેવીને ગુમાન વચ્ચે વીવાદ, વનદેવીનો ગુમાનને ધીટકાર, બંને વચ્ચે ઝપાઝપી, અચાનક સામંતોના હાથમાંથી બચેલા શૂરસીંહનું આગમન, પોતાની પત્નીનો બચાવ.

## ટેબ્લો.

પ્રવેશ ૫ મો—સ્થળ—મહેલ—મેરવાનજીના વીચાર, ત્યાં ગુમાનસીંહનું આવવું, વનદેવીને બચાવનાર શૂરસીંહ કેમ જીવતો રહ્યો તે વીચાર, ત્યાં વનદેવીનો પુત્ર વનરાજ જે ગુમાનસીંહના હજુરી તરીકે આવી રહયો છે તેને બોલાવવો, ને મેરવાનને તેડવા મોકલવો, મેરવાન હાજર, બાદ ચંડાળ ગુમાનસીંહના રામસીંહની પુત્રી ચંદ્રીકા, જે પોતાના કબજામાં છે તેને પરણવાના પાપી વીચાર, ખુશામદી મેરવાનની હામાં હા, ત્યાં માજી દીવાન છત્રસીંહનું આવવું, બુદ્ધીશાળી છત્રસીંહનું ચંદ્રીકા તમારી બ્હેન થાય છે, તેને પરણવાના વીચાર

અયોગ્ય છે એમ કહેવું, ગુમાનની પકકી હદ, મેરવાનજીની પાણી ચઢાવવાની તરકીબ, છત્રસીંહનું ખુશામદીને ધીકકાર આપી જવું.

**પ્રવેશ ૬ ઠો—મહાલય**—ઝુલાપર ઝુલતી ચંદ્રીકા (રામસીંહની કન્યા) તથા સુધા (ખુની ગુમાનસીંહની કન્યા) અને સખીઓનો હાસ્યવિનોદ, સુધાના મુખમાંથી ચંદ્રીકા કોણુ છે તેનો ખુલાસો, માતાપિતા વીનાની ચંદ્રીકાનો અફસોસ, સુધાની ધીરજ, બાદ ચંદ્રીકાએ લખેલા ચાર પ્રશ્નોનું વીવેચન, સખીઓનું ગમ્મત કરી જવું, ત્યાં શૂરસીંહના પુત્ર ગુમાનના હજુરી વનરાજનું આવવું, પ્રશ્નના ઉત્તર લખવા, ચંદ્રીકા અને વનરાજ વચ્ચે પ્રણયક્રીડા, ચંદ્રીકા વનરાજને વરમાળ અર્પે છે, બાદ વનરાજનું જવું, બાદ ગુમાનસીંહે આવી ચંદ્રીકા પાસે પ્રેમની માંગણી, પુત્રીવત્ પાળેલી કન્યા; તેની પ્રત્યે દુષ્ટ વીચાર કરતા ગુમાનસીંહને ચંદ્રીકાની શીખામણ, છંછેડાયલા ગુમાનસીંહનો ચંદ્રીકાને કેદ કરવાનો હુકમ.

**પ્રવેશ ૭ મો—કોમીક**—ગીરજાબાઇનો ધણી હરખચંદ વીચારમાં, ત્યાં તેમની રાખેલી જે મલુકચંદની સ્ત્રી થાય છે તે ચંચળનું આવવું, બંનેની વાતચીત, અચાનક હરખચંદના પુત્ર આનંદલાલનું પ્રવેશી, પોતાના પીતાનું ચરીત્ર છુપાઇ જોવું, પોતાની પ્રેમી પ્રમીલાની માતા ચંચળને એકાએક ઘરમાં જોઇ સ્તબ્ધ ! આ વાત કહેવાને આનંદલાલનું પ્રમીલા પાસે જવું બાદ ચંચળનું જવું, ત્યાં પોતાની સ્ત્રી ગીરજાબાઇ

જે મલુકચંદની સાથે હવેલી છે ત્યાંથી આવે છે, ધણીધણીઆણી વચ્ચે ગમ્મત.

પ્રવેશ ૮ મો—ભયાગાર—કેદી ચંદ્રીકા વીચારમાં, ગુપ્ત રસ્તે વનરાજે પ્રવેશી ચંદ્રીકાને વીદાય કરી દેવી, બાદ શૂરસીંહ બારવટીઆ મીત્રોને સાથે લઇ પોતાની ભાણેજ ચંદ્રીકાને બચાવવા આવવું, પીતા પુત્રનું સંમીલન, બાદ શૂરસીંહનું મીત્રો સાથે જવું, ત્યાં ગુમાન તથા મેરવાનનું આગમન, અચાનક સુધાનું આવી બાપને શીખામણ આપવી, ગુમાનનો ગુસ્સો બાદ સુધાનું જવું, વનરાજને તે સ્થળમાં જોઇ ગુમાનનો ક્રોધ, વનરાજના નીડર જવાબ, ગુમાનનું સમશેર લઈ ધસવું, વનરાજ નાસી છુટે છે, ગુમાનનું પાછળ પડવું. ટ્રાન્સફર.

પ્રવેશ ૯ મો—શૂરસિંહનો કીલ્લો—શૂરસીંહ પત્ની વનદેવી સાથે વાતચીતમાં, ત્યાં ચંદ્રીકાનું આવવું, મામા ભાણેજી વચ્ચે વાતચીત, સર્વનું કીલ્લામાં જવું, ગુમાનસીંહનું ચક્રવર્તી મહારાજા ભુપતસીંહની મદદ લઇ પ્રવેશવું, શૂરસીંહને ભુપતસીંહ તાબે થવા સમજાવે છે, શૂરના માર્મીક જવાબ, ભુપતસીંહનો ક્રોધ, કીલ્લાને તોડી શૂરને પકડવાની આજ્ઞા, કીલ્લાનું તુટવું, લડાઇમાંથી શૂરસીંહ સમય વીચારી છટકી જાય છે, વનદેવી ગુમાન હસ્તે કેદ, ચંદ્રીકા ભુપતસીંહ હસ્તે કેદ.

ટેબ્લો.

# અંક બીજો.



પ્રવેશ ૧ લો—વસંત ભુવન—સુધા તથા સખીઓ, ગરબો, બાદ સુધાને પરણવા સંબંધે સખીઓનો વાર્તાવિલાપ, સુધાનો ખુલાસો, ચંદ્રીકા જે વરને પરણે તેજ વરને પરણવાનો મનનો દ્દઢ નીશ્ચય, પ્રમાણીક સુધાનો ચંદ્રીકાને માટે બળાપો, ત્યાં ગુમાનસીંહનું આવી પુત્રીને વનરાજની હઠ છોડવા હુકમ, સુધા અડગ, ગુમાન તરવાર લઇ મારવા ધસે છે, સખીઓનું વચમાં પડવું.

## ટેબલો.

પ્રવેશ ૨ જો—કૈ,મીક—મલુકચંદની પુત્રી પ્રમીલા વીચારમાં, ત્યાં આનંદલાલનું આવવું, એક બીજાને મોઢેથી પોતાના માબાપો સામસામી કેવા આચરણવાળા છે તે જાણવું, માબાપોને સુધારવાની પ્રેરણા, બાદ મલુકચંદ તથા ગીરજાબાઇની ગમ્મત.

પ્રવેશ ૩ જો—મહેલ—મેરવાનના વીચાર, દીવાન છત્રસીંહનો કાંટો કાઢી પોતે પ્રધાન પદવી લેવાના વીચારમાં, ગુમાનસીંહ શૂરસીંહનો કીલ્લો તોડશે તેથી આનંદમાં, ત્યાં છત્રસીંહનું આવી સદ્દબોધ આપવો, કેદ કરેલી વનદેવીને છોડી દેવાની વીનંતી, ગુમાનસીંહ દીવાનનું અપમાન કરી ધુતકારી કાઢે છે, બાદ મેરવા-

નજી છત્રસીંહને માટે કાન ભંભેરે છે, છત્રસીંહને કેદ કરવાનો ઠરાવ, ગુમાનનું જવું, બાદ ખુશામદી મેરવાનના હવાઇ વીચાર.

**પ્રવેશ ૪ થો—ભુપતસીંહની છાવણી**—શુરસીંહના સામંતો ચોરી કરવાના ઠરાવમાં, ચોરી કરવા જતાં સીંહનું નીકળવું, અચાનક આવેલા વનરાજની બંદુકથી સીંહ ઠાર થવો, સામંતોનું નાસી જવું, ભુપતનું જાગવું, વનરાજને બંદુક ફોડવા બાબત ઠપકો, બાદ સીંહને જોઇ ભુપતના મોઢેથી વનરાજના વખાણ, પોતાના ઉપસેનાપતીની પદવી આપવી, તેમજ કીલ્લામાંથી કેદ થએલી ચંદ્રીકાની વનરાજને સપુરદ, છાવણીની કુચ, સતીયા શુરસીંહનું પ્રવેશવું, ગત્ બીનાનો અફસોસ, સામંતોનું મળવું, અને ગુમાનપર વેર લેવા જવું.

**પ્રવેશ ૫ મો—મહેલ**—ગુમાનની પુત્રી સુધા તથા સખીઓનો હાસ્યવીનોદ. સુધાનો વનરાજ પ્રતી અચળ પ્રેમ.

**પ્રવેશ ૬ ઠો—શયન ભુવન**—કપટ અર્થે ગુમાનનું શયન, મેરવાનજીનું તરવાર લઇ ગુમાનને મારી નાખવાના ડોળમાં ઉભા રહેવું, ભોળા છત્રસીંહનું આવી જોવું, મેરવાનના હાથમાંથી તલવાર પડાવી લેવી, મેરવાનની તર્કટી બુમ, ગુમાન જાગૃત, છત્રસીંહ પર ખુનનો આરોપ. છત્રસીંહના કાલાવાલા, પ્રપંચીઓની પ્રપંચ જાળ, ગુમાન તલવાર લઇ છત્રને

મારવા ધસે છે, છત્રસીંહ પીસ્તોલ લઇ સામો થાય છે. ટેબ્લો.

પ્રવેશ ૭ મો—કોમીક—મલુકચંદ પોતાની પુત્રી પ્રમીલાની પત્રીકા વાંચતો પ્રવેશ કરે છે, પ્રમીલા આનંદલાલને વરવા ઇચ્છા બતાવે છે તેથી પોતાની પત્ની ચંચળને બોલાવી ખુલાસો, ત્યાં સામેથી આનંદ-લાલનો બાપ હરખચંદ પણ તેજ પ્રમાણે પત્રીકા વાંચતો નીકળે છે, (એક બીજા સ્ત્રીના સહીયારી) બંને વચ્ચે પુત્ર પુત્રોનાં લગ્ન માટે વાતચીત, ગીરજા-બાઇ તથા ચંચળ વચ્ચે ઉંચા નીચા કુળની તકરાર.

પ્રવેશ ૮ મો—કારાગારમાં—ભુપતશીંહ હસ્તે કેદ થએલી ચંદ્રી-કાની કર્મ કથા, ઉપસેનાપતી બનેલા વનરાજનું કસોટી અર્થે આવવું, ચંદ્રીકાનો શુદ્ધ પ્રેમ, પ્રેમી દંપતીનું મીલન.

પ્રવેશ ૯ મો—નજરકેદ—ગુમાન હસ્તે કેદ થએલી વનદેવી વીચારમાં. ત્યાં ગુમાનસીંહ આવી પ્રેમની માંગણી; છંછેડાયેલી વનદેવીનો ક્રોધ, અચાનક મેરવાન આવે છે, રંગમાં ભંગ, ગુમાનનો મેરવાનપર ક્રોધ અને સખત તીરસ્કાર, મેરવાનનો ગુમાનને ફસાવી પોતાના અપમાનનો બદલો લેવાનો મક્કમ વીચાર, બાદ જવું, અને લશ્કરના વડાને ભંભેરી અચાનક ગુમાનને કેદ કરે છે, મેરવાનની રૂહ મારફત થએલી કેમબખ્તી. ટેબ્લો.

# અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો—ભુપતસીંહની કચેરી—અભયગઢ**—પોતાના કેદખાનામાંથી ચંદ્રીકા છટકી ગઇ તેની તપાસમાં વનરાજને મોકલવો, ત્યાં રામપુરથી ગુમાનસીંહની માંદગીના સમાચાર સાંભળવા, ભુપતસીંહનું રામપુર તરફ પ્રયાણ.

**પ્રવેશ ૨ જો—જંગલ**—કેદી ગુમાનસીંહ પીંજરામાં. ત્યાં શરસીંહ તથા દીવાન છત્રસીંહનું આવી પીંજરામાંથી ગુમાનને કાઢવો. સામસામી લડાઇ, શૂરના હસ્તે ગુમાન કેદ.

## ટેબ્લો.

**પ્રવેશ ૩ જો—કોમીક**—મલુકચંદ તથા ગીરજાબાઇની ગમ્મત, પાદર સાયકલની માંગણી, ગમ્મત અર્થે મલુકચંદને સ્ત્રીના કપડાં પહેરાવી નાચરંગ, ત્યાં પ્રમીલાનું પ્રવેશવું, બાપને સાડી પહેરેલો જોઇ ગમ્મત, મલુકચંદનું શરમાઇ ચાલ્યા જવું, પ્રમીલા તથા આનંદલાલ પોતાનાં વ્યભીચારી માબાપે એક બીજાની સ્ત્રીઓને રાખેલી છે, તેના પાપને પ્રકાશમાં લાવવા યુકતી રચી જવું.

**પ્રવેશ ૪ થો—પહાડ**—મેરવાનના લશ્કરીઓ વનદેવી તથા સુધાને મારી નાંખવા લાવે છે, ત્યાં મેરવાન આવી

પોતાની પ્રપંચતામાં મગરૂર, સુધાનો ચીટકાર, મેરવાનનું જવું, અચાનક (વનદેવીના પુત્ર) વનરાજનું માતા તથા ભવિષ્યની બીજી પત્ની સુધાનો બચાવ.

## ટેબ્લો.

પ્રવેશ ૫ મો—કોમીક—મલુકચંદ અને ગીરજા ખાનપાનની ગમ્મત કરે છે, ત્યાં પ્રમીલાની બુમ, મલુક તથા ગીરજાનો ગભરાટ, એક કબાટમાં બંનેનું છુપાવું બાદ હરખચંદ અને ચંચળનું આવવું, બંનેની તેજ પ્રમાણે ગમ્મતમાં પ્રમીલાની બુમ, બંનેનું ગભરાઇ બીજા કબાટમાં સંતાવું, બાદ આનંદલાલનું આવવું, પ્રમીલા અને આનંદલાલે પોતાના માબાપોને કબાટમાંથી બહાર કાઢવા, મલુકચંદ પોતાની સ્ત્રી ચંચળને હરખચંદ જોડે જોઇ ગભરાય છે, હરખચંદ પોતાની સ્ત્રી ગીરજાને મલુકચંદ જોડે જોઇ ગભરાય છે. પ્રમીલાના મોઢેથી ખુલાસો. **"વીષઈ માબાપોનું આંધળે બ્હેરૂં નાટક"** સમાપ્ત. કેળવણી પામેલાં છોકરાંને હસ્તે માબાપનું સુધરવું. ગઇ ગુજરી વીસરી જઇ નવીન સગાઇમાં જોડાવું. **આનંદલાલ-પ્રમીલાનો હસ્ત મેળાપ.**

પ્રવેશ ૬ ઠો—રસ્તો—પુરૂષ વેશમાં નીકળેલી ચંદ્રીકા વનરાજની શોધમાં, વનદેવી તથા સુધાને બચાવી નીર્ભય

સ્થળે રાખી વનરાજનું પણ ચંદ્રીકાની શોધ અર્થે નીકળવું. અચાનક બંનેનો મેળાપ, હર્ષ વધાઇ, રામપુરની ન્યાયસભામાં પરીક્રમણ.

**પ્રવેશ ૭ મો—રામપુરની કચેરી**—ગુમાનસીંહને બદલે મેરવાન રાજાનો ડ્રેસ પહેરી રાજા બન્યો છે, ત્યાં ભુપતસીંહનું આવવું, મેરવાનના પેટમાં ધાસ્કો, રાજ્યભક્ત શુરસીંહના મોઢેથી રામસીંહનું ખુન કરી ગુમાનસીંહે રામપુરની ગાદી મેળવ્યાનું ભુપતસીંહે સાંભળવું, મેરવાનનો પાપઘટ ફુટવો, રાજ્યભક્ત શુરસીંહ તથા છત્રસીંહના વખાણ, વનદેવી, સુધા, ચંદ્રીકા તથા વનરાજનો પ્રવેશ, કેદી ગુમાન દીવાનો બને છે, પાપીને પાપ કર્મની શીક્ષા કરવા જતાં ચંદ્રીકા ભુપતને અટકાવે છે. તદપી કુદરતી દૈવી કોપથી વીજળી ગુમાનસીંહ પર પડે છે યમને શરણ થાય છે છેલ્લો ન્યાય મેરવાન શુરસીંહના તમંચાથી મરે છે પાપીને પાપ કર્મની શીક્ષા વનરાજને રામપુરની ગાદી બક્ષીસ, ચંદ્રીકા તથા સુધાનો વનરાજ સાથે ભુપતસીંહના સ્વહસ્તે હુસ્ત મેળાપ.

**આનંદ આનંદ. આનંદ.**

# સમાપ્ત.

# સુધા—ચંદ્રિકા નાટકના મુખ્ય પાત્રો.

## પુરૂષ વર્ગ

રામસીંહ... ... ...રામપુરના રાજા ચંદ્રીકાના પીતા.

ભુપતસીંહ.. ... ...અભયગઢના ચક્રવર્તી મહારાજાધીરાજ.

ગુમાનસીંહ. ... ...રામસીંહનો ભત્રીજો, રામનું ખુન કરી ગાદી મેળવનાર સુધાનો પીતા.

શુરસીંહ... ... ...રામસીંહનો સાળો, સેનાપતી, સત્યપરાયણ બહારવટીઓ, વનદેવીનો પતી અને વનરાજનો પીતા.

છત્રસીંહ... .. ...માજી દીવાન રામપુરનો

વનરાજ... ... ...શુરસીંહનો પુત્ર, સુધા અને ચંદ્રીકાનો ભવીષ્યનો સ્વામી.

મેરવાનજી. ... ...ગુમાનસીંહનો નીચ ખુશામદી સલાહકાર માસ્તર

મલુકચંદ .. ... ...વણીક. ચંચળનો પતી અને ગીરજાબાઇનો રખાયત.

હરખચંદ... ... ...વણીક. ગીરજાનો પતી અને ચંચળનો રખાયત.

આનંદલાલ ... ...હરખચંદનો પુત્ર, પ્રમીલાનો ભવીષ્યનો સ્વામી.

## સ્ત્રી વર્ગ.

વનદેવી... ... ...શૂરસીંહની ધર્મપત્ની વનરાજની માતા.

વીમળઅતી ... ...રામસીંહની સ્ત્રી (રાણી) ચંદ્રીકાની માતા.

સુંધા ... ... ...
ચંદ્રીકા ... ... ... } વનરાજની ભવીષ્યની પત્ની

ચંચળ ... ... ...મલુકચંદની સ્ત્રી હરખચંદની રાખેલી.

ગીરજાબાઇ. ... ...હરખચંદની સ્ત્રી મલુકચંદની રાખેલી.

પ્રમીલા ... ... ...મલુકચંદની પુત્રી, આનંદલાલની ભવીષ્યની પત્ની

સિવાય, દરબારીઓ, બહારવટીઆ, લશ્કરીઓ, નૃતીકાઓ, ચોબદાર, રથી, દાસ દાસીઓ વીગેરે.



શ્રી પરમાત્મને નમઃ

શ્રી

# સુધા—ચંદ્રિકા

## નાટકના ગાયનો.

### અંક પહેલો.

(મંગળાચરણ.)

સુત્રધાર, નટી, બાળાઓ—

પરીબ્રહ્મ શ્રી.......પરમાત્મા.
રહીત ત્રિગુણ નિત્ય જગત્રાતા—
સોહં નિરંજન અખંડાનંદ અવ્યકતા,
તરત તમ ચરાચર, વિશ્વ
મય વિભુ સુખત્રાતા—પરિ.
વિભુ કૃતી, અલ્પમતિ.
રચી ધરૂં ચર્ણુંપ્રતી હ્રદમાતા—પરિ,

બાળાઓ—                    ૧

લખ્યા લેખ નવ ટળે, ભલે મન કોટી વીચારો કરતુ—
શાણા હાં.
ઈશ તણી ઇચ્છા.વીણુ કોથી, શુષ્ક પાન નવ ખરતું—
શાણા હાં.
દમયંતી નળરાય સહાથી, સત્ય શીયળ સંગાથી,
રાજતાજ તારાજ થયાં એ, કર્મ ગતીના કળાતી—
શાણા હાં.
દશરથ નંદન રામરાયને, રાજ્યભીષેક તૈયારી,
સીતા સાથે વનવન રખડી, શીરપર જટા વધારી—
શાણા હાં.
સુખ દુખનો તડકો છાંયો, સુર કીન્નર શીર ધારે,
ધર્મ જય અંતેજ ભલાજન, શીદ ફુલાતો ભારે—
શાણા હાં.

ચંચળ—                    ૨

મદભર યોવન આ અલબેલુ નૈતમ ભુષણુ સાજી,
અણુવટ વીંછવે ઝાંઝર ઝુમણું, રંતિરૂપ દઉં હું આંજી—
યોવન ઘેલી છેલ છબીલી, કનકવેલી રસ ઝારી,
ગયંદ ગમની, સુંદર સહની, પંકજનયનો કારી.
બાલ બાલમાં મોતી ગુંથી, મોહની મેં વિસ્તારી—

ગીરજા— ૩

યૌવન આવેરે મારૂ દીલડું ડોલાવે,
મને બ્હાવરી બનાવે મીઠી મદન લ્હેર આવે.
હૃદય રસ ઝુલે ઝુલાવે—
યૌવન ભારે લંક લગારે, ચાલ ધીમી લચકાય,
જોઇ ભ્રકુટી આ કામણગારી, કંઈકના ચિત્ત ચોરાય.
મદઘેલી રસવેલી હુ યોવનમાં છકેલી,
જોઈ રંગીલા છેલ મને વારી વારી જાય—

ગીરજા મણુકચંદ— ૪

લેડી ચાલોને,
ગાડી લાવોને.
મકરપુશ ચાલો આવી ભાંભાં કાંટે
ઘોડી નાચો ના,
કેમ બોલો ના,
ધાઉ લેડી, આઇ ગવર્નર લૉર્ડ,
ઓ છોગાળા વ્હેલા વ્હેલા ચાલો રાજમહેલ,
અહા! જાણે કલક-તાની ગોહરજાની શેલ.
તાડી લાવું હું,
બાટી પીઉંના..............................લેડી.
લેડી માટે મેવાહું, મંગાવું કાબુલ ગીજનીથી,
પીવા માટે શેમ્પીન લાવું હું ફ્રાન્સને પારીસથી.

સોડા સાથે પીતાં બનીએ, જેવી લંગુર હુમરે,
જોઈ જોઇને પ્રેક્ષક બોલે, મલુકચંદની હુરે ! (૪)

વનદેવી— ૫

છે અદ્દભુત કુતિ, અકળ અતિ,
સુર્ય ચંદ્ર સુર છે સઉ અંક આધીન;
હારી હું મતી હે જગતપતિ—છે.

વનદેવી, વનરાજ— ૬

વીજય હજો પ્રીય બાળક તારો, દઉં આશીષ સુખાકારી,
નીતી ધર્મને હૃદયે ધરજે, ન્યાય પંથમાં સધ વિચરજે;
આરીષ આપ ચઢાવું શીરપર, આવું હું અશિદળ સંહારી,
આવીશ યશ નીર્મળ વરતાવી,
બાંય ગ્રહો વીભુ તારી—વીજય.

જીવસીંહ— ૭

ધીકક નીચ તમને, દુર્જન દુષ્ટ કામ અંધ કપટ કાજ સાખી,
તજે સુધર્મ ન્યાય વૃક્ષ છેદી,
તને ધીકકાર (૨) લાખવાર, પાપી કાળાં કૃત્યને કરતા,
નફ્ટ નીચ ચપટ થાય પલમાં—ધીકક.

સખીઓ— ૮

દીવ્ય મનોહર મહાલય આ—
મીના કરી કારીગીરીથી છાજે,

સમીર સુખદ શીતળ આવે,
સુરપુરી સમ મન લોભાવે—
શોભા આ શી શશીની કળા,
આનન દ્યુતિ છે નભ ચપળા;
ઝુલે રાજ કુમારીકા—હાં—

સખીઓ, ચંદ્રીકા— ૯

શાણી મુગ્ધા કનક રંગધારી, અનંગ અંગ આલી,
મગન મન—વાહવા,
બહુ ઃભોલી બ્હેકેલી, ચળેલી, શું ખાલી,
ઓ ઘેલી સાહેલી, ઉમંગ મન, ;
વાહવા—શાણી.
ઘેલી સરીતા ભાગ્યજ ફળશે,
સાગર સમ દેવાંશી વરશે;
રંગે ચંગે પતિ સંગે ઉમંગે રમશે (૨)
હાં ભોગી ભ્રમર વીણુ ઘેલી બનેલી,
અંગ કળી ખીલેલી, વાહ શાણી સાહેલી—

ચંદ્રીકા, વનરાજ— ૧૦

શીર મુકટ મણી શ્રંગાર,
આરોપી પ્રેમ માળ.
છો ભાગ્યના ભંડાર,
ઇંદી વર શશી આધાર.

ધન પ્રેમદા સુખદ સુંદર શાણી, સ્નેહ સુધાની દાતાર—
ગુણ સાગર સુજાણ,
શામ અંતર આરામ,
ભાવે ભેટો સુધામ,
પ્રીત પુષ્પે વધાવી, ઓવારૂં આ પ્રાણ; સુભાગી સરદાર—

ગીરજા, હરખચંદ— ૧૧

ચુપ કરી દો ચાળા. બંદરજી મોંના કાળા,
ખોલા જેવા ઢંગ તારા, જાણે મોટો બેલજી.
પ્યારી મારી જાણી, બોલોના આવું રાણી,
આપું રૂડો, હું કેલઈઓ કુમારજી;
લાવો સોનાની નાગણ,
મોટી છે એજ મોંકાણ.
ચુપ-ચુપ,
અરરરર
ઢેમ-ફુલ,
તું, તું, તું, ના, ના, મારા બાપજી....ચુપ.
ભુલ કરી ગદ્ધા બાપાએ, લાવ્યા થન થન કરતી,
બીવડાવે છે વાઘણ જાણે, ઘુઘુઘુ ઘુરકતી.

ચંદ્રીકા— ૧૨

નહીંરે ચુકું હું તો નહીંરે ચુકું,
મ્હારી શ્રદ્ધાને ભક્તિનેરે, નહીંરે ચૂકું,

મ્હેલમાં કે જેલમાં, તુંહી તુંહી તાર છે,
દુનિયાની માયામાં, નહીંરે જુકું— મારી.
મારે સનમ સાથે, સાચો સમન્ધ છે,
વનરાજ પ્યારાને, નહીંરે મુકું— મારી.
કપટીની જાળમાં, નહીંરે ફસાવાની,
માની ગુમાન મોંપર, અરે હું થુકું— મારી.

વનરાજ, ચંદ્રીકા— ૧૩

સ્વામી શીરનામી જાઉં છું, વ્હેલા વળજો મમ સ્યામ
સુંદર સદની સીધારશો, સત્વર શાણી સુખ ધામ.
ઓ રસીયા, મન વસીયા,
સ્નેહથી ફશીયા પ્રાણુમે, છો રસીયા હું શીરતાજ—
જાદુ ભરી મીનચક્ષે, વશ કરનારી
સુંદર વર શામળીયા,
વાહ! ચંદ્રીકા ચપળા.
વનરાજા
ચહ માજા,
પ્રીતેથી, આલિંગન દો રસરાજ— સ્વામી.



# અંક બીજો.

—:⊙:—

સખીઓ-સુધા— ૧૪

ગરબો

સજની ચાંદની, જોની રળીયામણી.
મુર્તિ શાંત, નીશકાંત, સુધારસે ભરી વ્હેની-સજની.
શુક્ર તેજ મંદ હોયે, આનંદે સૃષ્ટી દેવી,
જગમગે જ્યોત કેવી, સંયોગી મનને ભાવી.

[સાખી]

ગીરીશ્રંગ ધવલ મનોહરા, સાગર ખુશ ઉભરાય,
વીજય સુવદે માતૃનો, જોતા એ ન ભરાય.
શશી ઉદયનો ડંકો વાગે,
ધ્વની સુણીને ગણુ ગ્રહમાં ભાગે,
ભલી કુમુદીની પ્રેમે જાગે,
પોષીત નાયકા ઉરખીર ત્યાગે,

આનનદ્યુતિ વીદ્યુત વિરાજીત જ્યોત કપોળ અતિ સુખકારી
પંકતી દંતની રકત સુનેત્રને રાજીવે જોઇ જળે ગતી ધારી
ધન્ય અતી સદભાગી પતી સતી શીરમણી પ્રીયે અંકજ ધારી
મંગળ શુકુન મંગળ સુચન દંપતી દીપતાં મંગળકારી

દ્રવીતજ થાતી સુર અંગના, સદગુણીને જોઈ
અમ્રત સમ એ સેવા સાજો મીષ્ટ મેવા બેનએ
સર્વ હીંદ બાળા, ધારોને ધર્મ સ્તોત્ર આ
ધન્ય ભાગ્ય જેનાં..................................

સુધા-સખીઓ— ૧૫

નેન મટકે ને લટકે, ઝાંઝર ઝણુકે,
કમળ અંગ સંગ મધુપ કોઈ ભટકે.
મેના શુકની પ્યારી, તરૂવેલી જોડી, સુરસ છલકે—નેન.
પીયુ વીણ એકજ ઘેલી બની,
મળશે એ રસીયા, શશીભાગ્ય કુમુદના, દેવ હ્રદયના
મન ભાવ્યાં (જો અલી આવ્યા)
ધીરી ધીરી સખી શાને લોભાઓ,
અંગ ઉમંગથી હર્ષે ડોલાવો.
વાહ (૩) મન મલકે,
વનરાજ હ્રદય ખટકે—વાહ—નેન.

પ્રમીલા— ૧૬

કોઈ રસીયા વીણ આ ઘેલી,
ગોરી નાર નવેલી,
મનદરાજ એ આનંદલાલની ચેલી—ગોરી.
જોબન જંગે આત ઉમંગે,
રંગે—વીઠલ વર સંગે,
વીધવીધ રંગે રમશું હાં વળી રમશું (૨)—ગોરી.

પ્રમીલા— ૧૭

જો જો પ્રીતી તોડી તડપાવતા,
મન મોહન મારા—જોજો
નાથ નયને। તમારા, વશ જરી રાખજો,
જો જો કોપર ધારી ન ચલાવતા—મન.
ડાયા કેવાતા તેથી ડહાપણુ ડોળી,
જો જો કોઇ કુબજા જેવી લાવતા—મન.
સાહસ માબાપથી, કરી વરી તમને,
પાછળથી શામા નવ શરમાતા—મન.

મલુક, ગીરજા— ૧૮

આઇ સાહેબજી, સુ લેડી મીસ,
સેકેન્ડ સેકેન્ઠ ગુડ મોરનીંગ;
કાળા સાહેબની, મડમ બની હું,
રૂપ રંગે ગોરી ગબરૂ
પીઓને જામ, જુવે તમામ,
સુધારો શામ, આનુંજ નામ.
ચાલોને યાર, ડ્રામા જોવાય,
ટાઇમ જાય, ગોઓન એસ,
ડેન્સ, ડેન્સ, ડેન્સ, ડીયર,
વેલસ, વેલસર, નો વન્સમોર—

મેરવાન— ૧૯

આય મેરવાનજી બનસે મહારાજા ધીરાજ,
સઉ સલામો ભરતા, પાસાના પોબાર.
લાંચ ખાઉં હુરરે દમ દઉં હુરરે, હાજી હા હુરરે હીપ
હીપ હીપ હુરરે
જાને ગવરનર, બનીયો કમીશનર
ખુસામદ હથીયારો ત્યાં છક્કાના પોબાર
લાંચ ખાઉં હુરરે દમ દઉં હુરરે હાજી હા હુરરે હીપ
હીપ હીપ હુરરે

શુરસીંહ— ૨૦

કપટી ગુમાન ખુની તું ગુલામ
પાપીઆ પુતળા પાપના
ઝેરી ભુજંગ છુંદું તું અંગ વીખજદંત ક્ષણમાં
અસીથી ઉડશે ધડથી પાંખો તું બાજની,
હૃદય આ ભડકે ક્રોધ અગ્નીથી
ઝવાળા રકતે બુઝાવું હા.

સુધા-સખીઓ— ૨૧

વાહ શરમાળી બાળા જપે તું સ્નેહ માળા.
ઠાલા શાની ચાળા કરે બેન
વ્હાલા રસીયા એ વશીયા હું વારૂં
કમળ ભ્રંગ નીશ નાથ ચંદ્રજો
સુખરૂપ સ્વામી નયન તારા—શાર.

ઘેલી છેક બની બેની કળી અલી વીણુ તુ
પતી પતી રટે રતિ કામદેવ જેમ તું
હું હંસી એ સુરેશ્વર માન છે
રસીયા વસીયા નીરખ્યા છોગાળા— શાર.

સુધા— ૨૨

મારા શામળીઆ સુજાણુ પ્રાણુ નેન બાણુ મારી
મને ઘાયલ બનાવી
સુખકર લાલા પ્રાણુછી વ્હાલા
સુરતિ અંતરપટ જામી
એ મમ સ્વામી છે સુખધામી
મનહર નભવર મળશે
રોહણુ આનંદ રેલશે,

ભીરજા, ચંચળ— ૨૩

જાણી જાણી મોટા કુળવાળી બોલમાંરે
તુને ભમતી ઘરઘર ભાળી વધુ બોલમાંરે
જાણે છટકેલી તું ચાલે વધુ બોલમાંરે
તુને ચપટી કો નવ આલે વધુ બોલમાંરે
ધુત્ ધુતારી બોલ વિચારી
જોઈ મન ભાવ્યા ચાળા કરતી
કુપંથે વીચરતી ડહાપણુ ડોળમાંરે,

વનરાજ ચંદ્રીકા— ૨૪

મન સદા ચહાશે એ મનહરને,
માન મધુરી વેલી, ખુબ ખીલે:
જાઓ નહીં શરમાવો (૨)
રતી અનંગ તુલ્ય સુંદર
જાને નીચ નાદાન, જ
સાકરમાં દુધ ભળે છે,
અરે જા, મતી મંદી

વનરાજ, ચંદ્રીકા—

વાહ શામળીયા, ૨૫
અમ્રત વર્ષણ દર્શ
સ્નેહ સુમનની
મંજુવાણુ સુધાપ
આપ ચિંતામણ
હીરામણી, ૨

ગોરજ—

હું તે
મારી
મારૂ
રસર
પ્રેમ

